# શ્રી જમિયતખાનજી સાહેબ.

મુરાદે મુદાયગાન, આલીશાન, ફેજઅસર, ફેજરશાન, હાતમ-
તાગાન, આલીમુતાઆલી અંદલીવાઝ હાતીમનીશાન,
ફીઅલે શાહજાદા બાબી બહાદુરનો તથા
શ્રી શેરજુમાખાનજીનાં બાબાસાહેબ
શ્રી મુબારકબખ્તેના

# મુબારકશાદી મહોત્સવ.

ગ્રંથ પ્રસિદ્ધ કરનાર


**કવિ શીવલાલ ખુશાલભાઇ બ્રહ્મભટ્ટ**

ગોમતીપુર—અમદાવાદ.


---


અમદાવાદ—ખમાસાને ચકલે, ધી નટવર પ્રીન્ટીંગ પ્રેસમાં
બાગીલાલ નાગજીદાસ મોદીનાગાએ છાપ્યું.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

અમૂલ્ય.



# શ્રીજમિયતખાનજી સાહેબ.

ખુદાવંદ, ખુદાયગાન, આલીશાન્ફ ફેઝબક્ષ; ફેજરશાન, હાતમ-
દોરાન, આલીમુનાઆલી, બંદેનીવાજ, હાતીમનીશાન, કીબલે
મરહુમ નવાબ શ્રીમનોવરખાનજીના બાબી બહાદુરનો

## મુબારકશાદી મહોત્સવ.

### દુહા.

મુબારક રહો મેદની, ગાદીપે ગુનવાન;
મુબારક બાદી મેલવો, બાબી બુદ્ધિ નીધાન. ૧

સલામત રહો શાહ વડા, રૂડા રાજ સ્વરૂપ;
જનાબ જયકારી બડે, બાહોશ બાબી ભૂપ. ૨

જનાબ જમિયતખાનજી, મહાન મર્દબાહાદર;
ખમા મનોવરખાનકે, કાન્તીકાર કુમાર. ૩

ગણુતારા રહે ગગનમાં, સૂર્ય શસી સુરેશ;
તબલગ થીરતખ્તે તપો, નવાબ બડે નરેશ. ૪

વડિલો જૈસે વિશ્વમે, ઇંચાવરો ઇકબાલ;
સુમાન મેલવો સર્વમે, જાહુર માન જનાબ. ૫

## યશો ગાન—મનહર છંદ.

વાડાસીનોર જનાબ, હજુર બડે અજાબ;
ઉંચા પાયો ઇલકાબ, ગુની ગુલજાર હે.
મહાન મર્તબાદાર. અલબેલા હોશિયાર;
દીપાવો સુ દરબાર, યસસ્વી ઉદાર હે.
કેળવણી પાયે સારી, ધવળ પદવી ધારી.
કામો શિખેલ દર્બારી, કૃપાળ કુમાર હે—
કહે કવિ શિવરાજ, સફળ કરો સૌ કાજ.
તપો નિરંતર તાજ, બડે કાર્ભારી હે ૧
નવાબ બડે નુરાની, સુધા સમાન બાની.
ખમા ખમા ગુનખાની, બુદ્ધિકે નિધાન હે
મોટા મોટાં પામો માન, મશહુર મહાખાન.
વિર વડા વિદ્વાન, સુમાની સુજાન હે.
હજુર ન અભિમાની, સુભાગ્કે શાહજાની.
ખાનકી ખુબી સુઆની, મર્તબો મહાન હે.
કહે કવિ શિવલાલ, બાહોશ બુદ્ધિ વિશાલ.
ચિરં જીવો ચિરકાલ, ખુબીદાર ખાન હે. ૨

### દુહા.

શાદી મૂબારક રહો, જનાબ જમિયતખાન.
મુબારક રહો મેદની, શાહ વડાજ સુજાન. ૧
વડિલો જૈસી વિશ્વમે, કીની કીરતિ શ્વેત.
જીસે જન સમુદાયકું, ઉપજે અતિશે હેત. ૨
કદાવર ભૂપ કેશરી, મોટા મર્તબાદાર;
રાજકાજના કામમાં, અલબેલા હોશિયાર. ૩

ઉજવળ કીર્તિ મેલવી, માનવતા મહા ખાન;
પરિમલ ખૂશબો પસરી, બાબી બુદ્ધિ નીધાન. ૪
વડા વાડાસિનોરકા, દીપાયે દરબાર;
કાયમ રહો નૃપ કેશરી, શરવીર સરદાર. ૫

**મનહર છંદ.**

બાબી બડે બેશી ગાદી, અચળ રહો અનાદી;
મેલવી મુબાર્કબાદી, દેશ રવિ દેશમે;
કેળવણી પામ્યા સારી, જનાબ સુજયકારી;
ધવળ પદવી ધારો, નવાબ નરેશમે.
ભોગવો સુ રાજધાની, કુશળ કરી કમાણી;
ખાન બડે ખૂબીદાર, ઉજળા ઉજેશમે.
કહે કવિ શિવરાજ, બાહોશ અકલ બાજ;
સુ આસીસ દેશમાજ, સદા રહો એશમે. ૧

**છંદ લાવણી.**

(નરસિંહ મહેતા ભક્ત હરીના, જુનાગઢના રહેવાશી—એ રાહ.)

બહાદુર બાબી જમિયતખાને, મોદ ઘણો મનમાં લાવી;
શાદી પ્રસંગે શાહજાદાએ, દાનાઇ બહુ વિધ દર્શાવી. ટેક.
દબદબાદાર દરબાર ભરીયો, ભૂપ તો કીધા ભેળા;
નામદાર નવાબ નુરાની, શાહજાદા કુમારો અલબેલા. બ. ૧
આડંબર અતિ ઉત્તમ કીધો, મનોહર લીલા મચાવી;
મુદીત હવા મેમાનો સર્વે, રૂડી રચના રચાવી. બહાદુર. ૨
તરીયા તોરણો બાંધ્યાં બારે, મોતી કુસુમોનાં મનોહરકારી;
અસો પલ્લવનાં ઓપતાં સારાં, ઝુકતાં ઝાઝાં જર તારી. બ. ૩
મનોહર મહા મંડપ રંગીયો, તરેહવાર તેની તેજદારી;
મહેરાબદાર દરવાજા દીપતા, રોશની રાતે રહે ન્યારી. બ. ૪

ગડગડ નોબતો ગાજે, સરસ સુરે વાજે શરણાઇ,
વાજે વાજીંત્રો વિધ વિધનાં, રાગો તણી સુરટા છાઇ. બ. ૫
નવોઢા નાઇકા નાચે, ગાયનો ગાય લલકારી;
મુદીત હવાં મન મેફલ કેરાં, ખુશ હવા ખાન દરબારી. બ. ૬
ચળકીદાર ચંદની ચંદરવા, ઝાલરો ઝુકતી મુકી;
તસબીરોદાર તકતા શોભે, ઝાઝાં ઝુમરો રહ્યાં ઝુકી બ. ૭
વિકસ્યા દીવા વીજળી કેરા, ઉજાસ ધણેરો તે આપે.
મુદીત હવા મન મેદની કેરાં, અમોધ આસીસ આપે. બ. ૮
ઉજાશ આપે અતિ ધણેરો, ઉદે હવા કોટી સુર્યા ને શસી;
વાડાસીનોર વડુ દીપતુ, ઇંદ્રપુરી જાયમ હેઠે વશી. બ. ૯
પોશાક પાઘડીયો શાલ દુપટા, મુલવાન મોઘા અપાયા;
જમિયતખાનજી કેરા જગમાં, ગુણનીધીઓ બહુ ગવાયા. બ. ૧૦
રાજા નવાબો દરબાર કેરી, સ્વાગત ખુબ હવી સારી;
ખુશ ખુશ હવા મેમાનો, વિમલ યશ કીરતી વિસ્તારી. બ. ૧૧
વકિલો જેવા વિવેકી વિકસ્યા, દાના કહે સહુ દરબારી;
વડેરા આ વિનોદ પ્રસંગે, ધવળ પદની શાહે ધારી. બ. ૧૨
જીહોંશી ઉદારતા જગમાં, નામદાર નવાબે દરશાવી;
મુસ્તાદ હવા મેમાનો મેદની, આનંદ લહેરો ઉપજાવી બ. ૧૩
જમિયતખાનજી જનાબ કેરી, મુબારક રહો ગાદી;
શિવલાલ કહે શિર નામી, અલ્લા રસુલ રખો આબાદી. બ. ૧૪

## સરઘસની શોભા વિશે

### કવાલી.

જમિયતખાન જનાબકી ગાદી, મુબારક રહો જ અનાદી.
ગદ્દી સુગંધી ગુલાબી, જીને રહો જનાબ જમિયતખાન ટેક. ૧
સાચા ખુદાકા હેતુજપર, નિગેબાની રખો નર વર;
ઉંચા ઇકબાલો પાવો સુમાન જીતે રહો જનાબ જમિયતખાન. ૨

વાડાસિનોરકી ગાદી, સલામત રહો કરમબાદી;
સમુમે પાઓ બડાસનખાન, જીતે રહો જનાબ જમિયતખાન. ૩
રાજ કાજ મે બડે માહર, મુબારક રહો જગ જાહર;
બડે ખિર બુદ્ધિ કે નિધાન, જીતે રહો જનાબ જમિયતખાન. ૪
દબાદાર દીપતો દરબાર, ભરાયો બીડ હવીજ અપાર;
રીધ્ધી પતીયો આયે રાજાન, જીતેરહો જનાબ જમિયતખાન. ૫
વાજાં વિધ વિધ કે વાજે, અત્યાનંદ હુવા અતિ આજે;
ગવઇયા કર રહ્યા ખૂબ ગાન, જીતેરહો જનાબ જમિયતખાન. ૬
નગારાં નોબતો ગાજે, મધુર મોરલી મીઠી વાજે;
ગૃહસ્થો હો ગયે ગુલતાન, જીતે રહો જનાબ જમિયતખાન. ૭
નવોઢા નાઇકા નાચે, મશહુર મેફલ કે મન રાચે;
ગાયે ગુણકાઓ તરેહદાર ગાન, જીતેરહો જનાબ જમિયતખાન. ૮
સાહેબ પારશીઆયે સદ્‌ગૃહસ્થ, આયે શહેર કે શેઠો સમસ્ત.
કવિ કોવિદ આયે વિદ્યાન, જીતે રહો જનાબ જમિયતખાન. ૯
કથા કિરતી કવે ઝાઝી, મનોહર મહેલ રચ્યો ગાજી;
મેફલ સારી હવી મુલવાન, જીતે રહો જનાબ જમિયતખાન. ૧૦
સ્વાગત સબકી હવી સારી, દાલ ખુશ હુવે દરબારી;
આપ્યાં એલચી ગુપારી પાન, જીતેરહો જનાબ જમિયતખાન. ૧૧
મનોવરખાન કે પીયર, હુવા કતે હૈ હમ દીનભર;
સાજન ભરાયા શોભાયમાન, જીતે રહો જનાબ જમિયતખાન' ૧૨
શિવલાલ કવિ કથન ગાવે, ફરજ અપની જો દરસાવે;
પ્રભુ તપો આદીપ ગુનવાન, જીતેરહો જનાબ જમિયતખાન. ૧૩

# જુનાગઢમાં જામેલા માંડવા મેમાની મામેરા વિષે.

' કાયા નગર છે કારમુ, જીવ જાગી નં જોને ? એ રાગ.

મુબારકબખતે મોદથી, સારી શોભાવી સાદી;
દેશ અને વિદેશમાં, મેળવી મુબારક બાદી. ટેક.
મંડપ રચીયો મોકળો, અતિ આનંદ કારી;
મનોહર કીધા માંડવા, વડી શોભા વધારી. મુબારકબખતે. ૧
વાજીંત્રો વિધ વિધનાં, નોબતો નગારાં ગાજે;
બેંડ વાજુ બહુ દીપતું, રચના છટાદાર છાજે મુબારક બખતે. ૨
બરાતના બહુ ખુશીહવા, મોટી હતી મેંમાની;
પોશાકો દીધા પ્રેમથી, ઉર ઉલટ આણી. મુબારક બખતે. ૩
જમણવારો જાત જાતના, ઘૃત દુધના કીધા;
આવેલ અમીર હરેકને, સારા શિરપાવ દીધા. મુ. ૪
જનાબ જમિયતખાનને, પુરી પુરતો આપી;
ખૂશ કીધા ખુદાવંદને થિર કીરતીજ થાપી. મુબારક બખતે ૫
દાયજો ભરીયો દીપતો, મુલવાન મહા મોદકારી;
દુનિયાં અને દરબારોમાં, વિમળ કીરતી વિસારી. મુબારક બખતે. ૬
દાગીના બહુ દીપતા, સોના મોતીના સારા;
ઝગ ઝગીત જવાહીરના, પરમ લાગેજ પ્યારા. મુબારક બખતે. ૭
ઘર થાળમા ઘટે જેટલી, રૂડી રકમો મુકી;
પ્રજા વર્ગ સૌ પ્રીતથી, જેવાકારણ ઢુકી. મુબારક બખતે. ૮
હય હાથી ઘોડા રથો, ગાયો ભેંસોજ દીધી.
મોદ ધરી માડાવિશે, રૂડી આપીજ રીધ્ધી મુબારક બખતે. ૯
એડ મીની સ્ટેટ સાહેબે રૂડી રજવટ રાખી;
ઉદાર મોટા અનુભવી, પરમ પ્રીતીજ દાખી. મુબારક બખતે. ૧૦

રાવ બહાદુર કેશવલાલ કમિશનરે, પરમ પ્રીતીજ આણી;
સરભરા કીધી બહુ શોભતી, બરાત બહુ હરખાણી. મુબારક બખતે. ૧૧
દરબારી દાના ઘણા, ઇસ્લામ હિંદુ અમીરે;
સામૈયુ કીધુ શોભતુ, શાહજાદા વજીરે. મુબારક બખતે. ૧૨
મોતબર શ્રીમહોબતખાનને, ઘટે માનજ દેવું;
શોભા હતી સાદી તણી, કામ કીધુંજ એવું. મુબારક બખતે. ૧૩
શેઠ પ્રમુખસ ત્રિભોવન વિગેરે, મહાજનને મોદકારી;
રાજ ભકત સૌ રૈયતે, સેવા સારી સ્વીકારી. મુબારક બખતે. ૧૮
વડીલો જેવો વિવાહ તણો, અવસર અચ્છો હુઝવાયો;
મુબારકબખતેનો બહુ કરી, ઉસ્માર યશ ગાયો. મુબારક બખતે. ૧૯
સૌભાગ્ય શ્રી સુભાનબખતેનું, અલ્લા અચળ રાખો;
જનાબ જમિયતખાનજી, રૂડુ દૈવત દાખો. મુબારક બખતે. ૨૦
મહંમદજલાલુદીનખાનને, ખુશાલી હતા ભારી:
મોસાળુ કીધુ મોદથી, જનાબે જય કારી. મુબારક બખતે. ૨૧
મામેરૂ મોઘા મુલનુ સરઘસ શોભતું સારૂ
વસ્ત્ર અલંકારો વિધવિધના લાગે પરજાને પ્યારૂં. મુબા
કરજોડી કીરતારને, વિનોદ વાણી ઉચારી.
શિવલાલ કહે શિરનામીને, શાહ લેશો સ્વીકારી. મુબારક બખતે. ૨૨
શુભ શાદી પ્રસંગમાં, ફરજ અદાજ કીધી:
અલએલા શ્રી હજુરને, દીલથી આસીસ દીધી. મુબારક બખતે. ૨૩

## સરઘસ શોભા.

### ગરબો.

( પુનમ ચાંદની પુરી ખીલી અહીરે—એ રાગ ).

શાદી મુબારક, મોલા રહો અહ મેહનીરે;
બ્યાહ્યા બાબી જમિયતખાન,
વાડાસિનોર શહેર, નવાબ મોટા નૃપતીરે;

ખાન ખુમીદાર, ક્રાન્તીવાળા કેશરીરે;
જેમને મોટા માન અપાય. શાદી. ટેક.

**સાખી**—ભરત ભુમિના ભુપમાં, કામી કીરતી શ્વેત;
જનાબ જમિયત ખાનપર, એથી ઉપજે હેત.

**ઢાળ**—જેમના વડિલો, જયકારી હવા જહાનમાંરે;
અતિ શોભીતુ. સર્વ પ્રકારે સ્ટેટ. શાદી. ૧

**સાખી**—સોરઠ બિચે શોભતો, ગઢ જુનો ગીરનાર;
નવાબ રસુલ ખાનજી, હજુર હવા હોશિયાર.

**ઢાળ**—શેર જુમાખાન, શાહજાદા તેમના શિરોમણીરે;
પરણ્યાં પુત્રી તેમનાં, પરમ ઉદાર. શાદી. ૨

**સાખી**—મુબારકબખતે બીબી તેમનાં, પતિવ્રત પરમ પ્રસિદ્ધ;
શ્રી સુભાનબખતે સુતા તણો, વિવાહ વડેરો કીધ.

**ઢાળ**—જનાબ જમિયત ખાન, પરણ્યા રુડી રીતથીરે;
વડા વાડાશીનોરના, લહાવો મોટો લીધ. શાદી. ૩

**સાખી**—બરાત સારી શોભતી, દીપતી દમદબાદાર;
સાથે સારા શોભતા, નવાબ રાજા દરબાર.

**ઢાળ**—સાજન સરધસનો, દેખાવ હવો દીપતોરે,
મનોહર મહા તેજનો તે અંબાર શાદી ૪

**સાખી**—શાદી હવી શુશોભતી, પહેલી તારીખને દીન;
નવેમ્બરે નવ શાહ તણી, પરણ્યે બડે પ્રવીન.

**ઢાળ**—મુબારક રહો દંપતી વહ દુનિયાં બિચેરે.
નવ નિધી અષ્ટમા સિધિયું રહો અધિન. શાદી. ૫

**સાખી**—પિતારામ પ્રતાપનો, કહે કવિ શીવલાલ;
દીર્ઘાયુશી ભોગવો, ભવ્ય ભાગી ભુપાલ.

**ઢાળ**—સલામત રહો ઉત્સાહ આ શાદી તણોરે,
મુબારક રહો મહિપાલ. શાદી ૬

**સમાપ્ત.**

# વિજ્ઞપ્તિ.

આ ચોપડી ગોમતીપુરમાં જે શ્રી તાલે મહોમદખાનજીનો વાહ વિનોદ, શ્રી બિસ્મિલાખાનજી વિરહ. શ્રી મુર્તખાંન વિરહ; ખાનના બાહબાદાની જન્મોત્સવ, શ્રી તખ્ત કુંવરબાનો વિવાહ વિ રાજરાજેશ્રી વિજયસિંહનો વિવાહ વિનોદ; દીવાનજી ધનજીશા વિ શ્રી મહા વિજ્યા કુંવરબા વિવાહ વિનોદ; શ્રી તાલેમહમદખાન વિવાહ વિનોદ; કચ્છ કુમારશ્રી મનુભા વિવાહ વિનોદ, રાધનપુર નવાબશ્રી મહંમદ જલાલુદીનખાનજીનો વિવાહ વિનોદ; દિવાન દાસ વિરહ; નગર શેઠ મણિભાઇ વિરહ; શ્રી છોટા ઉદેપુરના ગોહિલ રાણી સમજકુંવરબા વીરહ વજીર વહાવદીનભાઇ વિગેરે પુસ્તકો રચનારને ત્યાંથી મલશે.

ઇ. કર્તા

---

## જાહેર ખબર.

થી સર્વ લોકોને ખબર આપવામાં આવે છે કે સોના ચાંદીના દરેક જાતના દાગીના બનાવનાર અને તેના દરેક ગીના દાગીનાઓ ઉપર એન ગ્રેવર્સ (નકશી કામ) અને પર મોનોગ્રામ રાઇટીંગ્સ (વીંટી ઉપર અક્ષર પાડવા) દરેક જાતના દાગીના ઉપર નકશી કામ બનાવનાર.

એન ગ્રેવર પ્રાણજીવનદાસ રણછોડદાસ
ઠે. રાયપુર ચક્રેશ્વર મહાદેવ પાસે
દુકાન નં. ૨૭૨—અમદાવાદ.